ગાંડીવ મુદ્રણાલય, કળાપીઠ,
સુરતમાં છાપી ગાંડીવ
સાહિત્ય મંદિર તરફથી
નટવરલાલ વીમાવાળાએ
પ્રગટ કરી: ૧૯૮૭
૧૯૩૪: આવૃત્તિ બીજી
કિમ્મત આનો દોઢ




આ મોટાં નાનાં સૌને ગમે
એવી સાચી વાત એક બં-
ગાળી ચોપાનિયામાંથી મળી
આવી છે. હાથીની ખાસી-
યતોનો એ ઠીક ખ્યાલ
આપે છે. સૌને એ ગમી
જાય એવી આશા છે

# મકનો મસ્તાન

હાથી ધમ ધમ ચાલે,
પાતાળ પાણી હાલે.

હાથી ધમ ધમ ચાલે ત્યારે જો પાતાળનાં પાણી હાલે, તો પછી હાથી દોડે ત્યારે!

હાથી ડાહ્યો હોય તે તો ભલો, પણ ગાંડો થાય ત્યારે!

(૧)

બંગાળા પ્રાંત ને તેનો મેમનસિંગ જીલ્લો. જીલ્લામાં વળી તાલુકા હોય. તેમ મેમનસિંગમાં વળી કિશોરગંજ તાલુકો. ત્યાં એક મોટો જાગીરદાર ભારે પૈસાવાળો. બંગલા, ઘર, વાડી, બગીચા જોઇએ તેટલાં. નોકર ને ચાકર પણ બહુ. સૌ ખાય પીયે ને લહેર કરે!

લહેર તો શું કરે? એક હાથી હતો તેની સેવા ચાકરી કરતાંજ દમ નીકળે!

હાથી તો હાથી! એવો મોટો કે જાણે મોટો

પહાડ ! રૂપાળોયે તેવોજ હોં ! ઘાટઘટમે સારો. ચાલવે દોડવે શૂરો ને ખાવે પીવે પણ પૂરો ! જાણે મક્નો મસ્તાનોજ કહોને ! એવા બહુ હાથી મળે નહિ !

તે વેળા લગનવે'વામાં હાથી વાપરવાનો બહુ શોખ ! લોકો વરઘોડો નહિ કાઢે પણ વરહાથી કાઢે ! સુરતમાં હજુય કોઇ કોઇ નીકળે છે.

તેથી બધા આસપાસનાઓ હાથીને લઇ જાય. જેને ઘેર લગન હોય તે જમીનદાર કાકા પાસે જાય ને હાથી માંગી લાવે. બે ચાર દહાડા રાખે, ખવડાવે પીવડાવે, કામ કાઢી લે ને પાછો મૂકી જાય.

તે વેળા કંઇ મોટર ન હતી. એટલે હાથી પર બેસી જવા આવવાનુંય ઠીક પડે. વળી લગન આવ્યાં દેખાય, શોભા મળે.

એક ભાઇને ત્યાં લગન લેવાયા. તેને તો હાથીનો બારે શોખ. ક્યાંક ક્યાંકથી હાથીઓ પકડી લાવ્યો ને બધા ભેગા કીધા; તેમાં આપણો આ મક્નો હાથીયે ખરો.

લગ્નનું ઘર ! મોજ મઝા અને રમત ગમત

ચાલે. ખાવા પીવાની ને મહાલવાની લહેજતમાં સૌ ગુલતાન. ગાવા બજાવવાનું ને વાજાં શરણાઇનું ભારે તોફાન! બીજું તો સૂઝેજ શું ?

આપણા હાથીદાદા ત્યાં ડોલતા ડોલતા આવ્યા. સાથે મ્હાવત ને રખેવાળ બેય જણા. તેનું જતન કરવા, તેની સંભાળ લેવા બબ્બે જણા જોઇયે.

સાંજ પડી એટલે મ્હાવતભાઇએ હાથીદાદાને ખવડાવવાની તજવીજ કરી. ઘાસના પૂળા, ને રોટલા ને ચણા પુષ્કળ ખવડાવ્યા. પછી તો દાદાને બાંધ્યા એક ઝાડ સાથે. વળી બેય પગને પણ દોરડે બાંધ્યા. હાથીભાઇને બાંધવા એટલે તો પૂછવુંજ શું ?

પછી તો મ્હાવતભાઇ પડ્યા ગમ્મતમાં. ખાવાનું ને પીવાનું ને વાજાં સાંભળવાનાં ને બધું જોવાનું! એવા ડુલ થયા કે પેલા હાથીદાદા તો પછી સાંભરેજ શાના ?

( ૨ )

હાથીદાદાએ તો ખાવાનું પૂરૂં કર્યું. રાતમાં તો

બધાય પૂળા પૂરા થઇ ગયા. મકનાને તો ખાવા પુષ્કળ જોઇયે. પેટમાં બિલાડાં બોલવા લાગ્યાં ! રાત પૂરી થઇ–સ્હવાર થઇ. પણ મ્હાવતભાઇ તો મોજમાં પડેલા. તેને કંઇ સાંભરે શાનું ? હાથીને ન્હવડાવવો જોઇયે, સાફ કરવો જોઇયે, પછી ખવડાવવું જોઇયે. હાથીનું જતન કંઇ પડ્યા પડ્યા થાય છે ? તેમાં તો મહેનત છે મહેનત !

પણ આપણા મ્હાવતભાઇ તો સાવ ભૂલીજ ગયા !

ઉનાળાનો દહાડો ! હાથીદાદાને તો ઉનાળો એટલે ગરમીમાં બફાઇ જવાનું. જાડું શરીર. રોજ રોજ પાણીએ બરાબર ન્હાય નહિ, ને ડીલ ચોળાવે નહિ ત્યાં સુધી ચ્હેનજ ન પડે. તેમાંયે આ મકનાદાદા તો ખાસ્સા પહાડ જેવા. મરદ માણસ ! પછી એમને માટે તો પૂછવુંજ શું ?

વાત કરતાં કરતાં ૨૪ કલાક થયા. ન મળે ન્હાવાનું કે ન મળે ખાવાનું. હાથીદાદા અકળાય તેમાં નવાઇ પણ શું ? તે તો રાતા પીળા

થઇ ગયા. હાથીને ભૂખ લાગે ને ખાવાનું ન મળે એટલે ધુંઆફુંઆ ન થાય?

તે દહાડો પણ વીત્યો. પેલા મ્હાવતભાઇ ને રખેવાળ મઝામાં પડેલા. મહાલવામાંથી નવરાજ શાના પડે? બીજા દહાડાની રાત ગઇ. ત્રીજે દહાડે દશેક વાગે મ્હાવતને હાથીદાદા સાંભર્યાઃ ઓ બાપ રે, કાલે તો હાથીને ન્હવડાવવા ખવડાવવાનું જ રહી ગયું ને!

તરત દોડયો રખેવાળ પાસેઃ અલ્યા ભાઇ, જા, જા, દોડ. હાથીને છોડી ન્હવડાવ ને કંઇ કેળબેળ ખવડાવ. જા. દોડ.

રખવાળને પણ યાદ આવ્યુંઃ હાં ભાઇ!

તે તો ઉભે પગે દોડયો.

મ્હાવતભાઇને સાંભરતાંજ લાગેલું કે હાથીદાદા ખોરવાઇ રહ્યા હશે. રાતાપીળા થયા હશે. વખતે રખવાળને ગાંઠે કે નહિ ગાંઠે. મોટો હાથી એટલે રખવાળને તો શું, કેટલીક વાર ગમે તેવા મ્હાવતને ય ન ગણકારે!

એટલે મ્હાવતભાઇ પણ રખવાળની પુંઠે લાગલાજ દોડ્યા—હાથીને બાંધેલો ત્યાં.

( ૩ )

રખવાળ જઇને જુએ છે તો—હાથીએ શું કર્યું છે? શુંઢે શુંઢે રસ્તામાંનો કાદવ ડીલ પર ચોપડયો છે, ડીલ પર ધૂળ ધૂળ ઉડાડી છે, ગંદોગોબરો બન્યો છે, ને જાણે કશામાં ન હોય તેમ ઠંડે પેટે ઉભો છે.

મ્હાવત હોત તો સમજી જાત. પણ આ તો રખવાળભાઇ, ને તે ય વળી નવા હતા. ઝાઝું જાણે નહિ. તે તો રોજનીજ પેઠે હાથીદાદા પાસે ગયા. રોજ જાય ત્યારે તો હાથી આનંદે ગાજે ને બરાડે.

પણ આજે? આજે તો ઠંડો ને મુંગો ઉભોજ રહેલો. રખવાળે તો ધીમે ધીમે દોરડાની ગાંઠ ઉકેલી. હાથીએ ઉકેલવા દીધી. ન બોલે કે ચાલે. જાણે કંઇ છે જ નહિ ને!

પણ જ્યાં પાછલા બાંધેલા બે પગ છૂટ્યા કે ઝપ્પ દઇને કૂદ્યા હાથીદાદા, ને લીધો રખવાળને

શુંઢમાં. ને પછી તો જેમ કેળના ઝાડને એ અફાળી મરડી કૂચો કરે, તેમ રખવાળને અફાળી મરડી છુંદી નાંખ્યો! રખવાળ ભાઇ બિચારા વગર સજાએ હાથીને પગે કચડાઈ છુંદાઇને પૂરા થયા. ક્યાં ગયું એનું માથું, ને ક્યાં પગ ને ક્યાં છાતી, કંઇ ઠામ ન મળે! બધુંય મોટો માંસનો લોચો! મ્હાવતભાઇ તો દૂરથી રખવાળની આ વલે જોઇ હાય બાપરે! કરતા કે નાઠા.

હવે હાથી તો પૂરો ગાંડો બન્યો છે! દોરડાં સાંકળ છૂટી ગયાં છે એટલે સાવ છૂટો છે! ગુસ્સાથી જાણે સળગી ગયો છે! શિકાર પૂરો થતાંજ તે ય દોડયો. દોડયો તે ગયો ગામ તરફ. ને (ગામમાં જઇ) માણુસોને શુંઢમાં ઉંચકી ફેંકવા માંડ્યા! ગામમાં તો હોહા ને રોકકળ ને દોડાદોડ! નાસો રે ભાઇ નાસો. દોડો રે ભાઈ દોડો. હાથી રાખ્ખસ આવ્યો છે. લોકોને મારી નાંખે છે. બચ્ચાંને ખાઇ જાય છે. ભાગો રે ભાગો.

પણુ હાથીભાઇને પકડે કોણુ? મરવું હોય



મ્હાવતભાઇ તો હાય બાપરે કરતા કે નાઠા.

તેજ એની પાસે જાયને? ગામડું તો જાણે ઉજડ વેરાન! લગનવે'વા બધું ભૂલાઇ ગયું. લોકો બારી બારણાં દઇ ઘરમાં ભરાયા. જાણે જંગલ ને વેરાન જ તો!

(૪)

પછી તો હાથી ભાઇ મકના મસ્તાના થઇ ફરવા લાગ્યા. દોડવા ને કૂદવા લાગ્યા. મનભાવતું ખાવા લાગ્યા. આસપાસનાં ગામોમાં હોકારો પડી ગયો– ગાંડો હાથી છૂટો છે. સંભાળજો રે ભાઇ સંભાળજો!

હાથીદાદા તો દહાડે જંગલમાં રહે. ઘાસ ઝાડ પાંદડા ખાય. ચર્યાં કરે. પણ રાત પડે કે જાણે ભૂત ભરાય. રાતે દોડાદોડ ને ધમપછાડ! આસપાસના ગામડાં હેરાન હેરાન! ક્યારે કયા ગામમાં મકનો મસ્તાનો દંગો મચાવશે એની શી ખબર? ગામ લોકોની મુંઝવણનો તો પારજ ન મળે!

પછી તો એકે જુકિત શોધી. અલ્યા ભાઇ, પહેરો બેસાડો પહેરો. દરેક ગામમાં મોટું ઉંચું ઝાડ હોય તે પર પહેરા બેસાડ્યા. સાંજ પડે કે

વારાફરતી એકેક જણુ તે ઝાડ ઉપર બેસે ને પહેરો ભરે. હાથી જંગલમાંથી નીકળે કે એ બૂમો પાડે ને બધાને સાવધ કરે. મોટી મોટી બૂમો પાડે: એ, ફલાણાભાઇ! જોજે રે, તમારા ઘરની પાછલી ભીંતે હાથી ઉભો છે. જાગતા રહેજો!

ઘરમાં સૌ ગુપચૂપ બેઠા રહે: ચું કે ચાં ન કરે. બોલે શું? છાતીજ ધડક ધડક થતી હોયને!

દીવા પણુ મોટા ન કરે. ઝીણા ઝીણા કોડીયા ને તેય હાંડીમાં રાખે. ભભકાબંધ દીવાને અજવાળે ખેંચાઇ હાથીદાદા દોડ્યા દોડ્યા આવે તો? મુંગા ન બેસે ને વાતો કરે તો તે અવાજે અવાજે પણુ હાથી ધાઇ આવે! એ તો મકનો મસ્તાનો! કોઇ ઘરમાં દીવો દેખાય કે અવાજ સંભળાય એટલે એ તો તૂટીજ પડે. ઝુંપડી હોય તો તેના ભુકા કરે ને ઘર હોય તો હચમચાવી નાંખે.

(૫)

એમ તો ઠેઠ ક્યાં સુધી ચાલ્યું! એક દહાડો રાતે ઝાડ પર પહેરેગીર બેઠા'તો. થોડે દૂર એક

ભટજીનું ઘર હતું. બ્રાહ્મણ બ્રાહ્મણી અને બે છોકરાં. ચારે જણાં જમી ખાઈ નિરાંતે સૂતા'તાં. હાથીના ડરને લીધે ઉંઘ ન આવે એટલે વરવહુ કંઇ કંઇ વાતો કરે. એટલામાં તો પહેરેદાર પોકારી ઉઠયો: અરે ભટજી, ઓ ભટજી! તમારા ઘરની પાછલી ભીંતે હાથી ઉભો છે જો! સાવધ રહેજો!

પણ સાવધ તે શું રહે? તે પહેલાં તો મકનો મસ્તાનો ક્યારનો ગુપચૂપ આવી વરવહુની ઘુસપુસ સાંભળતો હતો! હવે તેણે જોર અજમાવ્યું. ઘર હાલવા લાગ્યું. ભટજીભાઇ તો નર્યા ગાંડા જેવા થઇ ગયા. કરવું યે શું? રાખ્ખસના પંજામાંથી તે કેમ છટકાય? શું ઉપાય કરવો? પોતે ઇશ્વર પરમેશ્વરના નામનું રટણ કરવા લાગ્યા. એટલામાં તો કડડભુસ કરતું ઘર પડી ગયું!

ગાડો હાથી એટલે શું? જાણે સો રાખ્ખસનું જોર! ઘર તૂટી પડયું ને ઢગલો થયો એટલે એક બાજુથી ભટજી તો બ્રાહ્મણી તથા છોકરાને લઇ બહાર નીકળ્યા ને ભાગ્યા. ઘરની પાછળજ મોટું જંગલ હતું.

સૌને લઇને તેમાં પેંઠા. કંઇ દોડે કંઇ દોડે !

એવે હાથીભાઇ તો પેલા ભાંગ્યા ઘરની ખબર લેતા હતા. કંઇ ખાવાનું મળે, કંઇ પીવાનું મળે, તે શોધતા હતા. કંઇ શિકાર મળે તો તે જોતા હતા.

( ૬ )

જંગલમાંથી ભટજી તો દોડયો દોડયો જાય છે. રસ્તો સીધો ને સટ છે. સીધો રસ્તો એટલે જોખમે ભારી ને ? પાછળ હાથીયે દોડી શકે ગલી-કુંચી હોય તો ભરાઇ જવાનું ફાવે !

પણ પછી એણે રસ્તો કાઢયો. રસ્તાની બાજુ પરના ઝાડોમાં સૌ પેંઠા અને એક મોટા ઝાડની પાછળ ગુપચુપ ભરાઇને ઉભા. ચું કે ચાં ન કરે. અવાજ કરે તો હાથીને ખબર પડેને ?

હ્‌વે હાથીભાઇએ ઘરની જડતી લીધી. બરાબર તપાસ કરી, પણ ઘરમાંથી કંઇ મળ્યું નહિ. માણસ તો તેમાં હોયજ શાનું ? હાથી ઝેરીલો બનેલો. માણસ માત્ર પર એને વેર. બસ માણસને

દેખે ત્યાંથી પછાડવાની વાત. અહિં જોયું કે કોઇ દેખાતું નથી એટલે સમજ પડી કે સૌ જંગલ તરફ નાઠાં હશે. બસ. ધીરે ધીરે એણે તો આમ તેમ નજર નાંખતાં જંગલ તરફ ચાલવા માંડયું. જાય તે પણ ગુપચુપ. જરાય અવાજ ન કરે. જાણે ચોરી કરવાજ જતો હોયને?

હવે ભટજી ગુપચુપ ઉભા રહ્યા હોત તો તો બચી જાત. પણ એને તો વિનાશકાળે વિપરીત બુદ્ધિ થઇ. તેણે ધાર્યું: હવે તો બધું શાંત પડી ગયું. અવાજ કંઇ સંભળાતો નથી. હાથી હવે ચાલ્યો ગયો હશે. લાવ જોઉં તો ખરો.

એમ કરી ભાઇસાહેબ તો બહાર નીકળ્યા. બ્રાહ્મણીએ બહુયે મનાઇ કરી. બહુયે કાલાવાલા કર્યા. મારા સમ, તમે અહિંથી ના જશો. પણ બ્રાહ્મણ માને શાનો? તે તો જીદે ચઢયો: તમે અહિં ગુપચુપ બેસી રહેજો. હું સહેજ ડોકીયું કરી આ પાછો આવ્યો. હાથી નક્કી ચાલ્યો ગયો હશે. હવે કંઇ ડર જેવું નથી.

( ૭ )

ઝાડીમાંથી બહાર નીકળી તે પચાસેક વાર ચાલ્યો હશે ત્યાં તો સામેજ જમદૂત ઉભેલો. ભાગ્યેજ વીસ ડગલાં દૂર હશે. બ્રાહ્મણ દોડયો પણ દોડતાંયે ભૂલ્યો. પાછા ઝાડીમાં પેંસી જવાનું એને ના સૂઝ્યું. સીધોને સીધોજ દોડયો. જંગલની ધોરી વાટેજ દોડયો.

પણ હાથી સાથેની શરતમાં માણસ કયાંથી જીતે? એનું શરીર કેવડું મોટું, એના ડગલાં કેવાં લાંબા, એની ફલંગ કેવી મોટી? થોડે ગયો ન ગયો ત્યાં તો બ્રાહ્મણભાઇએ જોયું કે હાથીએ મને પકડી પાડયો છે. પાસેજ, ખુલ્લી જગામાં, એક મોટી ટેકરી જેવું હતું. ટેકરી મોટી હતી.

ભટજી તો તેની આસપાસ દોડવા લાગ્યા. હાથમાં જનોઇ ઝાલી દેવને સંભારવા લાગ્યા. દેવીને સંભારવા લાગ્યા. હાથીને કાલાવાલા કરવા લાગ્યા, "ગરીબ બ્રાહ્મણને મારીશ મા. ગણપતિ દાદા, ગરીબ ભટજીને મારીશ મા." એમ બોલતો જાય,

હાંકતો જાય ને દોડતો જાય. પાછળ હાથી દોડે.

ઝાડીમાં બેઠેલી બ્રાહ્મણીને પણ બધું સંભળાતું હતું. તે સમજી કે ખેલ ખલાસ—આવી બન્યું. ઉંચા ઝાડ પર બેઠેલો પહેરેગીર પણ બધું જોઈ રહેલો. તે પણ બિચારો સડક થઈ ગયો. તે ચીસો ને બૂમાટા મારતો હતો કે "એ ભટજી કાકાને હાથીએ માર્યા રે, હાથીએ માર્યા.........."

એ ચીસો હાથીનેય કાને પડી. તે એકદમ ચમકીને ઉભો. બ્રાહ્મણ પણ ઉભો ને તેણે આડી નજર નાંખી, કે જોઇએ હાથી શું કરે છે ? હાથી સહેજ વાર ઉભો. પછી આંખ મીંચી ઉઘાડીયે એટલામાં તો એણે પગ ટેકરા પર ટેકવ્યા, શૂંઢ ધુમાવી ને ભટજીને તેમાં લીધો. બસ ખલાસ. ભટજીનો છુંદો થઈ ગયો. પેલા પહેરેગીરે એ જોયું. તેણે બૂમાબૂમ કરી ગામને ખબર આપી.

(૮)

આમ ને આમ લગભગ સ્હવાર થવા આવી. બ્રાહ્મણને માર્યા પછી હાથીએ બીજા ગામનો રસ્તો

લીધો. લગભગ દશ વાગે એણે બીજો ભોગ લીધો. એક બિચારો ગોવાળીયો રસ્તે થઇને જતો’તો. માથે બે મટકાં હતાં, દહિંથી ભરેલાં. કોઇક વેપારીને ત્યાં એ મટકાં આપવાનાં હતાં.

અચાનક જુએ તો જમદૂત સામેજ ઉભેલો. ગોવાળ તો દહિં ફેંકીને નાઠો. પણ જઇને જાય ક્યાં? ચાર ફલાંગ મારતાં હાથીયે તેને પકડયો ને પછાડયો. ગોવાળીયાના રામ રમી ગયા. પેલા દહિંને પણ એ દુષ્ટ હાથીડાએ સાફ કરી નાંખ્યું.

બીજે દહાડે હાથીડો ખેતરે થઇને જાય. ખેતરમાં થોડાં ઢોર ચરે. સાથે થોડા ગોવાળના છોકરા. છોકરા તોફાની. દૂરથી હાથીને જોતાંજ માર્યો કૂદકો ને ચઢ્યા ઝાડ પર. ત્યાં બેસી ઝાડ પરથી ડાળીઓ તોડી તોડીને હાથી પર ફેંકવા મંડ્યા. ત્રણ છોકરાથી ઝાડ પર ન ચઢાયું તે ઉભી પુંછડીએ નાઠા. પાસે એક ખાડી હતી. તે તરફ દોડ્યા. ખાઈના કિનારા ખુબ ઉંચા ને વચ્ચે ઉંડાં પાણી. બે છોકરાએ માર્યો ભુસકો પાણીમાં. તરતા તરતા ગયા

સામે પાર. ત્રીજે છોકરે ડૂબકી મારી. ગામડાના છોકરાં. તરતાં સારૂં આવડે. ડુબકીમાંયે ઉસ્તાદ. ડુબકીવાળો તો પાણીમાંજ ભરાયો. ધાર્યું કે બે ત્રણ મિનિટે નીકળી જઇશું. કોઇને જોશે નહિ એટલે હાથી ચાલ્યો જશે. પછી શી ફિકર છે?

પણ હાથી કાંઇ કાચો હતો? તેણે કાંઠે આવી જોયું તો બે જણ સામે કાંઠે બેઠા છે. એકે ડુબકી મારી છે. હાથી તો ચતુર પ્રાણી. તેણે વિચાર્યું, ડુબકી તે કયાં સુધી રહેવાની છે? હમણાં બહાર નીકળશે. કયાં જવાનો છે? હાથીએ તો શૂંઢ પાણી પર ધરી રાખી, શિકાર બહાર નીકળે કે પકડી લેવો. છોકરો બાપડો પાણીની અંદર કયાં સુધી બેસે? સાસ લેવાને તેણે સહેજ માથું બહાર કાઢયું ત્યાં તો ભપ્પ્ દઇને શુંઢ પડીજ છે.

બિચારો છોકરો ક્ષણ વારમાં રામરોટલો થઇ ગયો. હાથીએ તેનો ભોગ લીધો. એવો લીધો કે તેનું શરીર લોચેલોચા થઇ ગયું. આ જોઇને પેલા સામા કાંઠાવાળા તો ચીસો પાડતા મુઠ્ઠી



સામા કાંઠાવાળા બે છોકરા તો ચીસો પાડતા મુઠ્ઠી વાળીનેજ નાઠા

વાળીનેજ નાઠા.

(૯)

આમ ને આમ આ હાથીએ દશ બાર જીવ લીધા. જેની પાછળ પડયો તેનો જીવ લે ત્યારેજ જંપે. ફક્ત એકજ માણસ એના લાગમાં આવવા છતાં છટકેલો. એ ભાઇસાહેબ ટહેલતા ટહેલતા ખાઇને કાંઠે ચાલે. અચાનક કોણ જાણે ક્યાંથી હોકારો કરતો હાથી ફુટી નીકળ્યો. પેલા ભાઈસાહેબ મુઠ્ઠી વાળીને દોડયા. પણ તેનું કાળજું ઠેકાણે હતું. તેને ખ્યાલ હતો કે હાથી સાથે દોડવાની શરતમાં નહિ જીતાય. ખાઇને કાંઠે એક આમલીનું ઝાડ હતું. એ ભાઇસાહેબ તો ફલાંગ મારી ને ચઢ્યા, તે ગયા ઠેઠ મથાળે.

પછી હાથીનો તો ગુસ્સો જોઇ લેવો; શિકાર પંજામાંથી છટકેજ કેમ? હાથીડો તો ઝાડ પર મંડયો. ભમાભમ માથું તેની સાથે ઠોકવા માંડયું. પણ એ તો આમલીનું ઝાડ. ઝાડ મોટું. મૂળીયાં ઉંડા. તે કેમ ચસે? ઝાડ તો જરાય મચક ન

આપી !

પણ હાથી તો ચતુર પ્રાણી; એણે જુક્તિ શોધી. શુંઢમાં ભરીને ખાઇમાંથી પાણી લીધું ને ઝાડની આસપાસ જમીન પર રેડ્યું. પછી પોચી જમીન ઉખેડવા માંડી. પગે પગે ખોતરવા માંડી. થોડું ખોતરે, વળી પાણી નાંખે, વળી ખોતરે. વળી પાણી લઇ આવે ને રેડે ને ખોતરે.

ઝાડ પર બેઠા બેઠા પેલા ભાઈ આ બધું જોઇ રહ્યા'તા. આ જુક્તિ જોઇને સડકજ થઇ ગયા. લાગ્યું કે હવે ખેલ ખલાસ. હમણાંજ થોડી વારમાં ઝાડનો પાયો ઢીલો પડશે. પછી ઝાડથી હાથી સાથે ટક્કર નહિ ઝીલાય. ઝાડ ભમ્મ દઇને પડશે, ને તે સાથે આપણે પણ પડીશું !

પણ એય ચતુર હતો ને ! એણે પોતાના કપડાં કાઢી તેને ફાડ્યા. પછી તેમાં ઝાડની ડાળીઓ ને પાંદડા ભરી માણસના જેવોજ ઘાટ બનાવ્યો. આમ એનો બનાવટી માણસ (ચાડીયો) બન્યો ને આમ પેલું ઝાડ કડડભુસ દઇને નીચે પડ્યું. ખાડીના



પેલે પારથી નજર કરી તો હાથી પેલા ચાડીયા ઉપર જોરથી પોતાનો ગુસ્સો કાઢતો હતો.

પાણીમાં. ઝાડ પડવા માંડતાંજ એણે પેલા ચાડીયો હાથી તરફ ફેંકયો. તે બરાબર હાથી પાસે પડયો. પોતે ઝાડના મથાળા સાથે પાણીમાં પડયો—ખાસ વાગ્યું નહિ. તરતજ તરતો તરતો સામે કાંઠે નાઠો. પછી હા..........શ કરતો જરા ઉભો. હવે બચી ગયો'તો. ઉભા રહીને નજર કરી: હાથી પેલા ચાડીયા ઉપર જોરથી પોતાનો ગુસ્સો કાઢતો હતો !

આમ હાથીનો એકજ શિકાર છટકી ગયો !

(૧૦)

દશ બાર જણનાં ખૂન—ને કેટલાંય ગામડાંનો થરથરાટ ! એ કંઇ જે તે વસ્તુ? કંઇ પણ ઉપાય થવો જોઇયે. બેસી રહ્યે શું વળે ? બન્દુકથી વીંધીને હાથીને ઠાર કરવો જોઇએ. સરકાર તરફથી જમીનદાર પર હુકમ આવ્યો, હાથીને એકદમ ઠાર કરો.

પણ હાથી પર જમીનદારનો ભારે પ્રેમ. મારી નાંખતાં જીવ ન ચાલે. ગાંડો ફરી પાછો ડાહ્યા થાય તો સારૂં. એક વાર જોવું જોઇયે. "

જમીનદારે ઉપાય કીધો. પાંચ સાત હાથણીઓ

ભેગી કરી. તેને એક સ્થળે રાખી. મકનો મસ્તાનો ત્યાં દોડયો ને ઉભો રહ્યો. સંતલસ મુજબ તેને પકડી લીધો ને તળાવને કાંઠે મોટા ઝાડ સાથે બાંધ્યો.

પછી તો રોજ તેના ડીલ પર ખૂબ ઠંડું પાણી છાંટે. ધડેધડા. લગભગ હજાર મણ પાણી વરસાવે. એમ ન્હવડાવી રોજ મણ દોઢ મણ દહિં ખવડાવે. સાત દહાડા એમ કર્યું. આઠમે દહાડે જુએ છે તો હાથીની આંખની રતાશ ગઇ છે, મિજાજ જરા ઠંડો પડયો છે. પહેલાંની પેઠે ખોરાક ખાય છે, કેળ ખાય છે; જાણે હવે કંઇ નથી. હવે એને છોડી જોવો કે કેમ?

પણ કેમ છોડાય? વખતે ફરી તોફાન કરે તો? ગાંડો થઇ જાય તો? પારખું કરવું જોઇયે. પારખું પાર પડે તો જણાય કે ફીકર નથી. હાથી અસલ જેવો થઇ ગયો છે.

મટોડીને ગેરૂથી રંગી એક માણસ બનાવ્યો. કપડાં સારી પેઠે પહેરાવ્યાં. જાણે આબેહુબ માણસ. ગમે તે છેતરાઇ જાય. એ પુતળાંને હાથી

પાસે મૂક્યું.

મૂકતાંજ, ખલાસ! હાથી પાછો ગાંડોતૂર! પુતળાંને ભાંગી તોડી છુંદીને હાથીએ પૂરૂં કર્યું. દાંતે દાંતે ચાવી જોયું. માણસ જોયો કે દાઢ સળકી!

બસ, પછી શું? ગોળી મારવાનું ઠર્યું. ગોળી મારી. પણ એક ગોળીએ કંઇ એ મરે? એ તો મકનો મસ્તાનો. બાર તેર બાર કર્યા. એક એક ગોળી વાગે ને હાથી થરથર ધ્રૂજે. તેની આંખમાંથી આંસુ વહેવા લાગ્યાં. જાણે જળના રેલા. આખરે હાથી ધમ દઇને પડયો. ત્યારે જમીનદાર ને બીજાં આસપાસનાં સૌ પોસપોસ આંસુએ રડ્યાં. ખૂબ રડ્યાં. સહેજ બેદરકારીને લીધે તેમણે હીરા જેવું પ્રાણી ખોયું!

સમાપ્ત

# નવા યુગનાં રમકડાં

## સેટ ૧ લો

૧ ટોલ્સ્ટોયની ત્રણ વાતો ૦–૫–૦
૨ બકુલ ૦–૬–૦
૩ બિરબલનો બન્ધુ ૦–૮–૦
૪ મુરખરાજ (ટોલ્સ્ટોય) ૦–૮–૦
૫ નીલમ ૦–૬–૦
૬ ભીષ્મ અને યુધિષ્ઠિર ૦–૪–૦
૭ બાળવિહાર (૧) ૦-૧૨-૦
૮ જયબજરંગ ૦–૬–૦
૯ વાઘોનું વન ૦–૪–૦
૧૦ જાદુઈ હાર ૦–૪–૦
૧૧ બરફીપુરી ૦–૪–૦
૧૨ સોનાકુમારી ૦–૪–૦
૧૩ તોફાની ટીપુડો ૦–૬–૦
૧૪ કચુંબર ૦–૩–૦
૧૫ ધુપસળી ૦–૪–૦
૧૬ બાળવિહાર (૨) ૦–૬–૦
૧૭ મોતીના દાણા ૦–૫–૦
૧૮ એક હતો કુતરો— ૦–૪–૦
૧૯ ફેરીનાં ભજીયાં ૦–૩–૦
૨૦ નવનીત ૦–૩–૦
૨૧ મેઘધનુષ ૦–૪–૦
૨૨ મિયાઉં ૦–૧–૦
૨૩ હાથી ધમધમ ચાલે ૦–૧–૦
૨૪ બાળડાયરી ૦–૩–૦
૨૫ ચોપગાંની ચતુરાઇ ૦–૪–૦
૨૬ ગધેડાનું રાજ ૦–૧–૦
૨૭ રમકડાંની દુકાન ૦–૧–૦
૨૮ જાદુઇ જમરૂખ ૦–૧–૦
૨૯ મકનો મસ્તાનો ૦–૧–૬
૩૦ બંગાળી બિરબલ ૦–૬–૦

પોસ્ટેજ રૂા. ૧।. સ્ટેશનવાળા ગામે રેલ્વે પાર્સલ સસ્તું પડે.

## સેટ બીજો:

૧ બુલબુલામણિ ૦)–
૨ સવાકાની આપવીતી ૦)–
૩ ખોટી ખોટી વાતો ૦।
૪ સિપાઈદાદા ૦)≡॥
૫ મધપુડો ૦॥
૬ કોલસાકાકા ૦।–
૭ સબરસ ૦)≡
૮ કીર્તિસ્તંભ ૦।
૯ ટિંકિ ટિંકિ ૦।
૧૦ સારંગીવાળો ૦)=
૧૧ ખરેખરી વાતો ૦)≡
૧૨ મોસાળની મોજ ૦)≡।
૧૩ રસીદની પેટી ......
૧૪ પુસ્તકાલય ......

નવી ચોપડીઓ તૈયાર થાય છે



ગાંડીવ

સચિત્ર બાળવાર્ષિક



# મધપૂડો



આ જે જ

રસભરી કવિતાઓ........
લાડ કાવ્યો..............
પરીઓની વાતો.........
વિજ્ઞાનની રમુજો.........
નવી નવી રમતો.........
ઇતિહાસ કથાઓ.........
પ્રેરક ચરિત્રો, સમશ્યાઓ
કોયડા..................
અને....................
એવું બીજું ઘણુંયે.......
વળી પાને પાને.........
ચિત્રો તો ખરાં જ.
૦—૧૨—૦

વ સા વો



ગાંડીવ

ગાંડીવનાં બધાં ૪૪ બાળ પુસ્તકો વસાવો.